

# સ્વદેશ—ગરબાવળી.

રેં ટી આ



રેં ટી આ


સંગ્રહકર્ત્તા અને પ્રગટકર્તા,

**અમૃતરાવ મહાદેવ ગોડબોલે**

સંગીત શિક્ષક હરીપરા ભવાનીનો વડ

સુરત.


---


સુરત બરાનપુરી ભાગળ પર આવેલા શ્રી 'અંબિકા વિજય' પ્રીન્ટીગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.


---

મૂલ્ય ૦-૨-૦

# ગુજરાતનું રાષ્ટ્ર ગીત.



ગરબો ૧ લો.

અમારો ગુણીયલ ગુર્જર દેશ
અમ ઉજ્જવલ પુણ્ય પ્રદેશ          અમારો
પુનીત તિર્થ ગીરી નદિ ઝરણુ સહુ સોહી રહ્યાં અમ દેશ
વિધવિધ વસ્તી ન્યાત જાત ભિન્ન સુંદરતા શી બેશ. અ.
સંત મહંતોનું આ તપોવન વાસ કર્યો કમલેશ
મનહર તરૂવર રમણીય કુંજો, નહિ ઉણપ લવલેશ–અ.
રસકસવતી અમ ભૂમિમાં પાકે કાચું સોનું સહેજ
નંદનવન સમ બાગ જગતનો મોહી રહ્યું પરદેશ–અ.
ઉપવન વનો ફળ ફૂલ મધુરાં આનંદ આપે વિશેષ
કલરવતાં જોઇ પક્ષી રમણાં શમતા સહુ ઉદ્વેગ–અ.
વનુ, કર્ણ, સિદ્ધરાજ સમોવડ યશસ્વી કે ગુર્જરેશ
નરસિંહ સુદામા ભકત વીરોએ પ્રભુ પંથ કીધો ઉજેશ–અ.
નર્મદ, પ્રેમ. આખો, શામળ ને દયા, ધીરા કવિ શ્રેષ્ઠ
નવલ, કલાપી. ગોવર્ધનને દલપત, બાલ વિશેષ–અ.
પ્રેમ શૌર્યથી અંકિત થયેલો પુણ્યવંત અમ દેશ
પ્રાણ, ધન, મન એ સહુ ચરણે જય સ્વદેશ સ્વદેશ–અ.

કુસનજી મણિભાઈ દેશાઈ.

## 'માતૃભૂમિનું પૂજન.'

ગરબો ૨ જો.

જન્મભૂમિ પૂજવાને જઇએરે, ઓ બ્હેનીઓ
જન્મભૂમિ પૂજવાને જઇએરે
સ્વર્ગથીય મોંઘી આ અમોલી હિન્દ મૈયા
તન-મન ધન અર્પી ધન્ય થઇએરે—ઓ બ્હેનીઓ
માજી મંગલા અનેરી મારી મંદિરે આ
આરતીની જ્યોત લલિત લઇએરે—ઓ બ્હેનીઓ
સત્ય-પ્રેમ ધર્મ-નીતિને પવિત્રતાના
પુજી-પુષ્પ-ધુપ ધરી જઇએરે—ઓ બ્હેનીઓ
રમે ચાચરમાં સાધુ બાલ—વીરબાલા
માની એ પ્રસાદી વસો હૈયેરે—ઓ બ્હેનીઓ
ભક્તની સુવાસ, ત્યાગની મિઠાશ, શીળાં
આત્મદાન માતૃપદે ગૃહીએરે —ઓ બ્હેનીઓ
અરૂણરંગ તેજ માંહી માજી મુગટ સ્હોયાં
ગગનપાર, હૃદયગાન, વહીએરે —ઓ બ્હેનીઓ
ઘંટારવ શંખનાદ,—ઉદય વાદ્ય વાગ્યાં
જાગ્રતિનો સ્વાદ બધે દઇએરે —ઓ બ્હેનીઓ
આવો-માજી મંડપમાં બાલ વ્હાલ ઘેલાં
જીવન સકળ સેવનમાં રહીએરે —ઓ બ્હેનીઓ

રા૦ રામમોહનરાય જસવંતરાય.

## ૫

# જનની સેવા.

ગરબો ૩ જો.

(કામણ દીસે છે અલબેલા તારી આંખમારે એ રાગ.)

જનની સેવનનો મધુમધુરો અવસર ક્યાં મળેરે.
અવસર ક્યાં મળેરે, જગ જીવ્યું ફળેરે— જનની

નવનિધલાડે નિશદિન ઝુલવે,
ઉરહીરપાતી હૈયે હુલવે
અલ્પ સાટું પણ અમિત ભારનું ક્યાં વળેરે—જનની

પ્રભુપુર ગૌરવ વદને મલકે
મંજુલ મોહક અંતર ઝલકે
નવનવ સાજે શીખ દે સાજે પળે પળેરે—જ ની

ઉત્તમ શોણીત જનની કાજે
રેલાયે શું વધુ કે'વાશે
કિસ્મત ક્યાંથી ભારતી હીત કાચા ઢળેરે જનની

વસંન્ત વિનોદી

## સ્વરાજનો ગરબો.

### ગરબો ૪ થો.

લઈશું, લઈશું, લઈશું રે, અમે હવે સ્વરાજ્ય લઈશું
સ્વરાજ્યનો ઝુંડો ફરકાવી મુક્ત ગુલામીથી થઇશું રે—
અમે

વિદેશી વસ્ત્રનું દહન કરીને, ખાદી અંગે ધરીશું રે—
અમે

મહાસભાની આજ્ઞામાં રહીને, કાયદાનો ભંગ કરીશું રે —
અમે

હસતાં હસતાં જેલમાં જઈશું જેલને મ્હેલજ માનશું રે—
અમે

કૃષ્ણ જન્મનું સ્થાન છે સુંદર, અધિક આત્મબળ ધરીશું રે
—અમે

મરતાંએ નહિ મારીએ કો'ને અડગ સત્યાગ્રહી રહીશું રે—
અમે

સાચી શિખામણ ગાંધીજીની, અવિનાશી ઉર ધરીશું રે—
અમે

## ગરબો ૫ મો.

રાગ–(અલબેલી અંબામાત જોવાને જઇએ)

સૌ બ્હેનો ધરીને ઉમંગ સૂતર કાંતોને
નિજ કરવા નિર્મળ અંગ રેંટીઆ રાખોને
સત્ય શિયળ સચવાશે જેથી સુજે ન દુર્ગુણ એકરે
વિદેશી વસ્ત્રો ત્યાગ કરો તમે સમજી રૂડો વિવેક-સૂતર
ફેશનતણી હવાએ ફુલ્યાં ન રહ્યું પોતાનું ભાનરે
નિર્લજતાનો આંક રહ્યો નહિ બન્યા તે છેક નાદાન–સૂતર
ઝીણાં વસ્ત્રોનો મોહ મટાડી મનનો કરોને નિરોધરે
હાથે સૂતર કાંતો પોતે એવો ગાંધીજીનો બોધ સૂતર
માતાઓ જ્યારે મનથી સમજી કરશે મદદ અપારરે
દેશ તણો તવ ઉદ્ધાર થાશે વદે મહાત્મા વારંવાર સૂતર
શક્તિ રૂપે થઈ ચક્ર ફેરવો સુદર્શન શુભ નામરે
સૂતર તાંતણે સ્વરાજ મેળવશો ઉરમાં ધરીને હામ–સૂતર
ગૃહસ્થોના ઘરનું એ રકડું સાધન ગરીબનું થાય
લાભ સર્વને સરખો આપે મર્યાદા સચવાય–સૂતર
વિધવાઓએ અવસ્ય લેવું રેંટીઆ વ્રત નિરધારરે
ધર્મ આખરે તો સચવાશે તરશે આ સંસાર–સૂતર
ચુલો વિના ઘરમાં નવ ચાલે ત્યમ રેંટીઆ વિષે ગણાયરે
હમેશાં તમે સૂતર કાંતો દુઃખ દરિદ્ર દૂર થાય–સૂતર
શું મહિમા કહું રેંટીઆનો હું કહેતાના આવે પારરે
અનુભવી જન સુખ એ તો જાણે જેની કીર્તી ત્રીભુવન
ગાય–સૂતર

## ગરબો ૬ ઠ્ઠો.

રૂડો એ વ્હેન, રૂડો રૂડો એ વ્હેન—
વ્હેન....વ્હાલો અમારો રેંટીઓ.
કાંતો એ વ્હેન, કાંતો કાંતો એ વ્હેન—
વ્હેન....વ્હાલો અમારો રેંટીઓ,
થાકે નહિ થોભે નહિં, સુંદર આપે કામ;
ખાએ નહિ પીએ નહિ, ચક્રસુદર્શન નામ.
ભારત દેશ, ભલો ભારત દેશ—દેશ....ચક્ર સુદર્શન
રેંટીઓ રૂડો.
ખંત અને ધીરજ ધરી, કરવા ઉજ્જવળ દેશ,
ફરશે ઘર ઘર રેંટીઓ, ગાંધીજી આ દેશ.
દેશ કાજ આહુતિ આત્માની આપો. (૨)
શાંતિ સંયમને અંતરમાં સ્થાપો (૨)
સાચો અસહકાર એ (૨)
ભારત વીરના તે (૨)
ફરશે જે કરથકી ભારત વીરો એ અરૂણોદયી આ
રેંટીઓ રૂડો.
વૈર અને કુસંપ તજી ધરજો ભ્રાતૃભાવ,
તજી દેશ પરતંત્રના વીરલા સ્વતંત્ર થાવ.
મહાત્મા ઉપદેશ ખરો મહાત્મા ઉપદેશ—ઉપદેશ.
સ્વરાજ્ય અપાવશે આ રેંટીઓ રૂડો.
રા૦ સારાભાઇ યાજ્ઞીક.

# હિન્દ જાગૃત્તિ.

ગરબો ૭ મો.

સહુ બેનો આવો, માત ગુણો ગાઓ,
આજ ભેગી મળીને શુભસ્થાનમાં;
માત ભક્તિ દીપે દેહ દાનમાં.
રૂડી સેવા સ્વીકારી, માતબંધન તજવા—
ગર્જે ગુણવંતો ગાંધી ગુજરાતમાં,

**સાખી.**

દાસ, લાલ ને નહેરૂજી; પીંજરમાં સપડાય;
આત્મ વિભુતિ તેજથી, દિવ્ય દેહ સુહાય.
શોકત મહંમદે માતને દીપાવી,
ગુલામી જીંદગી ક્ષાર સમી માની;
જેલ મ્હેલ માની, હિંદીઓને જગાડી.
ત્યાગી ત્યાગી ગુલામી બેડી ત્યાગી. સહુ

**સાખી.**

સ્વયં નિર્ણય માગી રહ્યાં વિશ્વ વિશે સહુ રાજ્ય,
હિન્દ રણ્યા કર્મે સખી! રહી એ મોટી આશ.
હિન્દ બાળ માત કજ સેવા સ્વીકારી,
તન, મન ને ધન વડે આહુતિ આપી,
જાત, ભાત, પ્રેમ વડે ભિન્નતાને કાપી.
જાગી, જાગી, હિન્દ પ્રજા જાગી. સહુ

**ભીખાભાઈ વ્યાસ.**

## હિન્દનો ઉદ્ધારનાર.

ગરબો ૮ મો.

ઉગ્યો સખિ ! હિન્દનો ઉધ્ધારનાર
દેશઘેલો ગાંધી ગુજરાતમાં
આવી સખિ ! ભારતના ભાગ્યની સહવાર
કિરણુ કિરણુ પ્રગટે પ્રભાતનાં
ભારત માંનાં બાલુડાં, કરતાં દુઃખ પોકાર
અજાવસા વિણટળવળે દુઃખ ભરિયો સંસાર.
જાગ્યો સખિ ! દુઃખ પાપ દૂર કરનાર
દેશઘેલો ગાંધી ગુજરાતમાં
પ્રેમ વડે દેહતણું કરતો જે દાન
વિશ્વપ્રેમી સંત ગાંધી મા'ત્મા.
રાજા દુઃખ કરી પીડાતો; વળી એનો બ્હેપાર,
દુઃખ દૂર કરવા સૂઝ્યો, ચરખો તારણહાર.
આવે સખિ ! સૂતરને તાંતણે સ્વરાજ
થાય દૂર દુઃખ સહુ જાતનાં.
થાય હિન્દ માત વિશ્વની સરતાજ
કિરણુ કંઈ પ્રકાશે એ પ્રભા તણાં.

નટવરલાલ વીમાવાળા.

## ગરબો ૯ મો.

જેને સામી હિંદનો ઉધ્ધારનાર
કેવો દીસે સુદર્શન રેંટીઓ

જેને સામી દીનનો તારણહાર
કેવો દીસે સુદર્શન રેંટીઓ

યદુકુળ તીલક કૃષ્ણનું એક હતું સુદર્શન ચક્ર
બીજું બનાવ્યું ગાંધીએ સ્વરાજ્ય સુદર્શન ચક્ર

આવો સહિયર મળીને આજ, લઇએ વ્રત સ્વદેશીનું રે
કરો વિદેશી વસ્ત્રનો ત્યાગ, લઇએ વ્રત સ્વદેશીનું રે
સુણીને બેનો મહાસભાનું ફરમાન
પ્રીતેથી કરો ખાદી પ્રચારનું કામ—આવો
ધન્ય ગાંધી ગુણવાનનું નવજીવનામૃત પાય
સ્વરાજ મંત્ર શીખવાડતો અહિંસાત્મક ઉપાય
બેનો જેને સ્વદેશાભિમાન, તેના જગતમાં ગવાયે ગાન
પામે દેવી સમાન સન્માન, મળે સ્વર્ગમાં ઉંચુ સ્થાન—આવો
સકળ હિંદની ગૃહણીઓ, સેવે સ્વદેશી વ્રત
ફેરવે ઘરઘર રેંટીઓ મળે સ્વરાજ્ય તુરત-જેને સામી

અમૃતરાવ.

## ગરબો ૧૦ મો.

હારે સખી જો હિંદના શૂરા,
  તે આજ દેશ કાજ જેલે મ્હાલતા
પ્રિય તજ્યાં સ્વકુટુંબ પરિવાર,
  એ વીરતણા ધન્ય ઘોષ ગાજતા—હાંરે
કર્મવિર ધર્મવીર માહાત્મા ગાંધીજી
સત્યશીલ વીરધીર સિંહસમા લાલાજી
દઇ અમુલ્ય શસ્ત્ર અસહકાર—તે આજ—હાંરે

વિદેશી આશ્રય તળે અણુમોલોઆ દેશ
યાંત્રીક જાદુ જાળથી નિર્ધન કીધો દેશ
જોઇ વિભુએ હિંદના બેહાલ,
  સુભાગ્યે દીધા સંત ગાંધી મહાત્મા—હાંરે
દેશ બંધુ દાસ નેહરૂ, અલીબારાદરોએ સજી
સત્યના સુમાર્ગે સેવા હિંદ માતની કરી
એવા જે હિંદ શુરવીર બાળ—તે આજ—હારે

સ્વતંત્રતાની પ્રાપ્તીમાં, ખાદી હિંદનો મંત્ર
રેંટીઓ આ દેશનો, છે ઉદ્ધારક જંત્ર
દઇ મહા એ મંત્ર અમુલ્યવાન
  તે પાળવા આજ જેલે મ્હાલતા—હાંરે

શંભુરામ જેષ્ટારામ (નલીન)

## ગરબો ૧૧ મો.

(ગિરધારીરે વાલમ વાત વિચારો એ રાગ.)

દિનાનાથ હવે, ભારતનું દુખ હરજો,
પ્રભુ મુક્ત ગુલામીથી કરજો;
ઇચ્છા સ્વરાજ્યની ઉર દાખોરે,
મંત્ર શાંન્તી હવે જપોરે;
મુળ ઈર્ષા તણાં સૌ કાપોરે;
હિન્દુ મુસલમીન કોલ આપોરે;
કરી ઐકય હવે, અધિક આત્મબળ ભરજો,
પ્રભુ મુક્ત ગુલામીથી કરજો;
દિનાનાથ હવે ભારતનું દુખ હરજો. પ્રભુ૦
કાંતી રેંટીએ હાથે, વણજોરે;
નરનારી અંગે ખાદી ધરજોરે;
વિદેશી વસ્ત્રનો ત્યાગ કરજોરે;
ધર્મ યુદ્ધે ખુશીથી મરજોરે;
ડર છોડી હવે, જેલ સરકારની ભરજો, પ્રભુ મુકત૦
દિનાનાથ હવે, ભારતનું દુખ હરજો, પ્રભુ૦
અલીભાઇઓને પકડ્યા જ્યારેરે,
શંકરાચાર્યને લે ગયા ત્યારેરે;
રાખી શાન્તી તમે અતિ ભારેરે;
હરી ચડશે હવે તમ વારેરે;
ગુરૂ ગાંધીનીરે, આજ્ઞા સૌ ઉર ધરજો, પ્રભુ મુક્ત૦
દિનાનાથ હવે ભારતનું દુઃખ હરજો, પ્રભુ૦

## ગરબો ૧૨ મો.

ગાઓ સખી સહુ ભારતી ગુણગાન, આજ અતિ અંગના
ઉમંગથી
આવો સખી સહુ રેલવીયે રસસાર, આજ મળી સંગમાં
સુરંગથી

નંદનવનશી દેશવાડી નવલ પલ્લવે ભરી
કુંજ કુંજ માંડી પુષ્પ પુંજ વૃક્ષ વલ્લરી
હાંરે ઝરણુ મીઠાં કરે સુરગાન, આજ મળી સંગમાં સુરંગથી

શ્રદ્ધા અને દૃઢ ભકિતથી, ધર્મ કર્મ જયાં થાય
રૂષિ મુનિ સંતો ગજવતા, ધુનિવેદની જયાંય
પુણ્યમયીએ પતીત પાવની માત પાપ હરે અંતરનાં દર્શથી

વીર પુત્ર જન્મદાત્રી ધાત્રી ને સુપાલિકા
સંસ્કૃતિ શી ઉચ્ચતમ, સ્થળ સ્થળે પ્રકાશિકા
અર્પ્યાં અમુલાં સત્ય સનાતન જ્ઞાન, ઉજાળવા આત્મને
અજ્ઞાનથી

ઉપકારો મા તુજ અનંત અમપર થયા નિઃશંક
સ્વાતંત્ર્ય માટે રેડશું, ઉત્તમ શોણિત અંગ
સુભાગ્ય કયાંથી દઈએ મોંઘા પ્રાણ માતૃસેવા યજ્ઞમાં
આનંદથી

કસનજી મણીભાઇ દેશાઇ

## ગરબો ૧૩ મો.

ભારત ભાગ્યોદયમાં, રૂડો રૂપાળો રેંટીઓરે; (૨)
મનહર, સુખકર, દુ:ખહર, દયાનીધી એ દેવ
પ્રીતે, પધરાવોને મંદીરમાં સૌ માનુની રે.
જુનો પુરાણો રેંટીઓ, ફરતો હતો ગ્રહમાંહ; (૨)
તજ્યો તેહને જ્યારથી, દુ:ખી થયાં સૌ કોય; (૨)
તેના પાપે પરદેશીની ગુલામીમાં પડ્યારે,
કરશે મુક્ત તમોને જીવન પ્રાણાધાર
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત૦
કપાસ ભારત દેશનો, પરદેશી લઇ જાય; (૨)
આપે વીસ કરોડ ને, બાસઠ ઘસડી જાય; (૨)
આવે ખોટ ખરી અહીં, બેતાળીશ કરોડનીરે,
એથી દેશ આપણો, બહુ દુર્બળ દેખાય;
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત૦
અન્નપુર્ણા આ દેશનો, રૂડો રેંટીઓ સ્હોય; (૨)
ફેરવજો ધરી ટેકને, અધિક આનંદ હોય; (૨)
કાંતી હાથ વણેલાં વસ્રો અંગે ધારજોરે,
અવિનાશી કે' થાશે, દેશ તણો ઉદ્ધાર,
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત૦

# સ્વદેશાભિમાન.

નાનું સરખું પણ ઘણા મહત્વનું પુસ્તક છે. એમાં કેટલાક એવા નર-રત્નોની ખાસ ઘટનાનો ઉલ્લેખ છે કે જેમણે પોતાની માતૃભૂમિની સ્વાધીનતાના રક્ષણને ખાતર પોતાના સર્વસ્વનું બલિદાન કરી સંસારની સામે એક ઉચ્ચ આદર્શ ઉભો કર્યો છે. પુસ્તકને વાંચવાથી હૃદય સ્વદેશાભિમાનથી ભરાઈ આવે છે. વિદ્યાર્થીઓ અને નવયુવકો માટે આ પુસ્તક ખાસ ઉપયોગી છે. પુસ્તક માટે ચાર આનાની ટીકીટ બીડો.

**કસનજી મણિભાઈ દેશાઈ**

વાડીફળીઆ કોટશેરી—સુરત.